યોજનાર,
નારાયણ ભાસ્કર પંડિત.

# દડાની રમતો.

અમદાવાદ.
ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની, લીમીટેડ.

કિંમત અર્ધો આનો.

શ્રી.

# દડાની રમતો.

૧. આ રમતો સારૂ ઓછામાં ઓછા આઠ છોકરા જોઇએ. રમનારા છોકરાઓના હાથમાંથી દડા છટકી જાય તે લેઇને તેમના હાથમાં આપવા સારૂ બીજા છોકરાઓ પાસે ઉભા રાખવા. રમનારા છોકરાઓએ જગા છોડવાની નથી.

૨. ટેનિસની રમત માટે જે દડા આવે છે, તે આ રમતો માટે પસંદ કરવા જેવા છે; પણ તે મોંઘા મળે છે, તેથી સારા રબરના બજારૂ દડા હશે તો ચાલશે, પણ તે દડાનો વ્યાસ ચાર ઇંચ હોવો જોઇએ, કે જેથી તે સારો ઉછાળો લેઈ શકે. નીચેના લખાણમાં જ્યાં સ્પષ્ટ જણાવ્યું નથી, ત્યાં દડા હમેશાં જમણા હાથમાં રાખવાનું કે લેવાનું ધ્યાનમાં રાખવું જોઇએ.

૩ **રમત પહેલી**—પ્રથમ આઠે છોકરાને એક કુંડાળામાં ઉભા રાખવા. પછી નંબર બોલાવી, એકી નંબરવાળા દરેક છોકરાના હાથમાં એક એક દડો આપવો; અને બધા છોકરાઓ પાસેથી "સારી ચોપડીઓ શોભાય" એ કવિતા બોલાવીને દરેક તાલ વખત દડાવાળા છોકરા પાસેથી જમણી તરફના પાસેના છોકરાના જમણા હાથમાં દડો

અપાવવો. વળી બીજા તાલ વખત બેકી નંબરવાળા પાસેથી એકી નંબરવાળાના હાથમાં અપાવવો, એમ બે ચોપાઇઓ પૂરી થતાં સૂધી કરાવવું.

૪. રમત બીજી—જે એકી નંબરવાળા છોકરાઓના હાથમાં દડા છે, તેમને એક ઓળમાં દડા સાથે ઉભા રાખવા; ને જેમની પાસે દડા નથી, એવા બેકી નંબરવાળા છોકરાઓને દડાવાળા છોકરાઓની સામે બે હાથને અંતરે ઉભા રાખવા. પછી ઉપલી અગર બીજી ચોપાઈ બોલાવીને તેના પહેલા તાલ ઉપર દડાવાળા છોકરાઓ પાસેથી સામેના છોકરાઓના હાથમાં દડા અપાવવા, ને પછી બીજા તાલ વખત તેમની પાસેથી પહેલા છોકરાઓના હાથમાં અપાવવા. એવી રીતે બે ચોપાઇઓ બોલતાં સૂધી સામાસામી દડા અપાવવા.

૫. રમત ત્રીજી—બીજી રમત પ્રમાણે એકી નંબરવાળાના હાથમાં દડા આપી તેમને એક ઓળમાં ઉભા રાખવા, ને તેમની સામેની ઓળમાં બેકી નંબરવાળા દડા વગરના છોકરા ઉભા રાખવા. પછી ચોપાઈના એક તાલ ઉપર એકી નંબરવાળા પાસે દડા ઉછાળાવવા, ને બીજા તાલ ઉપર બેકી નંબરવાળાઓ પાસે ઝીલી લેવડાવવા. ઝીલતી વખત કોઇએ હાથ ઊંચા કરવા નહિ; પણ પાસા સાથે ભુજ અડકેલો રાખી હાથ સીધો ને લાંબો કાટખુણે રાખવો તથા હથેળી છતી રાખી દડા ઝીલી લેવા. પછી ત્રીજા તાલ વખત બેકી નંબરવાળા પાસે તે દડા ઉછળાવવા, અને

ચોથા તાલ વખત એકી નંબરવાળા પાસે તે દડા ઉપર પ્રમાણે ઝીલી લેવડાવવા એ રીતે બે ચોપાઈઓ બોલતાં સુધી કરાવવું.

૬. **રમત ચોથી**—આઠે છોકરાઓને એક ઓળમાં બબ્બે હાથને અંતરે ઉભા રાખવા, ને દરેકના હાથમાં એક એક દડો આપવો. પછી ચોપાઈ બોલતાં તેના પહેલા તાલ વખત છોકરાઓ પાસે દડો જમીન ઉપર પછાડાવવો, ને તે ઉછળી ઉપર આવે, એટલે બીજા તાલ વખત તે જેની તેની પાસે પોતાના હાથમાં ઝીલી લેવડાવવો. પછી ત્રીજા તાલ વખત પાછો જમીન ઉપર પછાડાવવો, અને ચોથા તાલ વખત પાછો ઝીલી લેવડાવવો. આ રમતમાં દડો જમીન ઉપરથી ઉછળીને ઊંચે આવે, કે પાછો અવળે હાથે જમીન ઉપર પછાડવાનો નથી, પણ છતે હાથે ઝીલી લેવાનો છે, એ ખાસ ધ્યાનમાં રાખવું. દડો ઉછળીને ઊંચે આવે તે હાથ કરતાં વધારે ઊંચાઈએ આવવો જોઈએ, કે તે છતે હાથે સહેલાઇથી ઝીલી શકાય. આ રમતમાં તાલ પ્રમાણેજ દડો નખાય, ને તેજ પ્રમાણે ઝીલાય, તેટલા માટે ઘણા મહાવરાની જરૂર છે; કારણ કે નિયમિત કરતાં વધારે જોરથી દડો જમીન ઉપર પછાડ્યો હોય તો તે વધારે જલદીથી ઉંચે આવશે, અને તાલનો મેળ રહેશે નહિ. માટે બધાઓએ એવી રીતે નાખવાનો અને ઝીલવાનો મહાવરો રાખવો જોઇએ, કે તે ક્રિયાઓ તાલ ઉપરજ થાય.

૭. **રમત પાંચમી**—છોકરાઓને જમણા ફેરવી ઉ-

પર મુજબ કોઈ ચોપાઈના તાલ ઉપર દડો જમીન ઉપર નખાવવો, તથા ઝીલાવવો; એમ બે ચોપાઈઓ બોલતાં સૂધી કરાવવું

૮. રમત છઠ્ઠી—છોકરાઓને સીધા કર્યા પછી ડાબા ફેરવી તેમની પાસે ઉપર મુજબ કોઇ બે ચોપાઇઓના તાલ ઉપર દડો નખાવવો તથા ઝીલાવવો.

૯. રમત સાતમી—છોકરાઓને સીધા કર્યા પછી અવળા ફેરવી તેમની પાસેથી ઉપર મુજબ કોઈ બે ચોપાઇઓના તાલ ઉપર દડા નખાવવા, અને ઝીલાવવા. આ બધી વખત છોકરાઓએ પોતાની જગા ઉપરથી ખસવું નહિ જોઇએ, પણ ડાબા જમણા થવા માટે પગ ફેરવવા જોઈએ.

૧૦. રમત આઠમી—આઠે છોકરાઓના હાથમાં દડા આપી તેમને બબે હાથને અંતરે એક ઓળમાં ઉભા રાખવા. પછી તેમની પાસેથી કોઇ ચોપાઈ બોલાવવી. ચોપાઈના પહેલા તાલ ઉપર બધાઓ પાસેથી દડા ઉંચે ઉછળાવવા; ને બીજા તાલ વખત તે ઝીલી લેવડાવવા. ઝીલતી વખત કોઈએ હાથ ઉંચા ન કરતાં ત્રીજી રમત પ્રમાણે હાથ રાખી છતી હથેળી ઉપર ઝીલી લેવા. એ પ્રમાણે બે ચોપાઇઓ બોલતાં સૂધી ઉછળાવવા, અને ઝીલાવવા.

૧૧. રમત નવમી—આઠમી રમતમાં ઉભા રાખેલા છોકરાઓને જમણા ફેરવી તેમની પાસેથી ચોપાઈના તાલ ઉપર દડા ઉછળાવવા, તથા ઝીલાવવા. એ રીતે બે ચોપાઇઓ બોલતાં સૂધી કરાવવું.

૧૨. રમત દશમી—ઉપરના છોકરાઓને સીધા કરીને ડાબા ફેરવી તેમની પાસેથી ચોપાઈના તાલ ઉપર દડા ઉછળાવવા, તથા ઝીલાવવા. એ રીતે બે ચોપાઇઓ બોલતાં સૂધી કરાવવું.

૧૩. રમત અગીઆરમી—ઉપરના છોકરાઓને સીધા કરી અવળા ફેરવી તેમની પાસેથી ચોપાઈના તાલ પ્રમાણે આઠમી રમતને અનુસરી દડા ઉછળાવવા, તથા ઝીલાવવા. આ પ્રમાણે બે ચોપાઇઓ બોલતાં સૂધી કરાવવું.

૧૪. ઉપરની ચારથી અગીઆર સૂધીની રમતોમાં જમણે હાથે દડો ઝીલાવવાનું કહ્યું છે, તેમ એકદમ કરતાં ન ફાવે, તો પહેલાં બે હાથે દડા ઝીલાવવા, ને તેનો સારો મહાવરો થયા પછી જમણે હાથે ઝીલાવવા, એટલે રમતોની સંખ્યા વધશે.

૧૫. રમત બારમી—રમત આઠમાં કહ્યા પ્રમાણે આઠે છોકરાઓના હાથમાં દડા આપી તેમને એક ઓળમાં બબે હાથને અંતરે ઉભા રાખવા; ને તેમની પાસેથી કોઈ ચોપાઈ બોલાવવી. ચોપાઈના પહેલા તાલ ઉપર જમણા હાથથી દડો ઉછળાવવો, અને બીજા તાલ વખત જેના તેના ડાબા હાથમાં ઝીલાવવો. વળી ત્રીજા તાલ વખત ડાબા હાથથી ઉછળાવવો, અને ચોથા તાલ વખત જેના તેના જમણા હાથમાં ઝીલાવવો. એ રીતે બે ચોપાઇઓ બોલતાં સૂધી કરાવવું.

**૧૬. રમત તેરમી**—આઠે છોકરાઓના હાથમાં એક એક દડો આપી તેમને બબે હાથને છેટે એક ઓળમાં ઉભા રાખવા, ને ચોપાઇ બોલાવવી. ચોપાઈના પહેલા તાલ વખત દડા જમીન ઉપર પછડાવવા, ને બીજા તાલ વખત ઉછળી આવેલા દડા જેની તેની પાસે ઝીલાવવા, વળી તે દડા હાથમાં રાખી ત્રીજા તાલ વખત ઉંચે ઉછળાવવા, અને ચોથા તાલ વખત પાછા ઝીલાવવા, પછી પાછા પાંચમા તાલ વખત જમીન ઉપર પછડાવવા, ને છઠ્ઠા તાલ વખત ઉછળી આવેલા દડા ઝીલાવવા; તેમજ સાતમા તાલ વખત પાછા ઉંચે ઉછળાવવા, અને આઠમા તાલ વખત પાછા ઝીલાવવા. એ પ્રમાણે બે અગર ચાર ચોપાઈઓ બોલાવી તેના તાલ ઉપર આ કામ કરાવવું. આ રમતમાં દડા જમીન ઉપર પછડાવાના, તે જરા જોરથી પછાડવા; કે જેથી દડા ઉંચા ઉછળી આવેથી સહેલથી ઝીલી શકાય.

૧૭. જમણા ડાબા તથા અવળા ફેરવીને ઉપરની રમત કરાવવાથી રમતોની સંખ્યામાં વધારો થશે, અને સારૂં દેખાશે.

**૧૮. રમત ચૌદમી**—તેરમી રમતમાં જમણો હાથ વાપરવાનો કહ્યો છે, તેને બદલે ડાબો હાથ વપરાવવો; ને તેમાં કહ્યા પ્રમાણે બધી ક્રિયાઓ કરાવવી. કેટલાક છોકરાઓને ડાબો હાથ વાપરવો કઠણ પડશે, માટે આ રમતમાં સારો મહાવરો કરાવવો જોઇએ.

**૧૯. રમત પંદરમી**—આ રમતમાં વધારે ધ્યાન આપવાની જરૂર પડશે. આઠે છોકરાના હાથમાં દડા આપી

ઉપર કહ્યા પ્રમાણે, એક ઓળમાં ઉભા રાખવા. આ રમતમાં ચોપાઈ ચાલશે નહિ, માટે નારાચ કે તોટક છંદ બોલાવવો. પહેલા તાલ વખત દડા જમીન ઉપર પછડાવવા ને પછી તે ઉછળીને ઉપર આવે, તેને ઝીલી ન લેતાં બીજે તાળે પાછા જમીન ઉપર પછડાવવા. એ દડા એટલા જોરથી પછડાવવા, કે તે ઉછળીને હાથ સૂધી આવે, એ દડા જમીન ઉપર જમણા પગની આગલી બાજુ ઉપર આવવા જોઇએ, તેમજ તે આઘા પાછા જાય નહિ, તેની સંભાળ રાખવી જોઇએ. આ રમતમાં જો જમણા પગની આગલી બાજુએ દડા ન પછડાય, તો આડા અવળા છટકી જવનો બહુ સંભવ છે; તેથી તેમ ન થવા પામે, તે બાબત બહુ કાળજી રાખવી જોઈએ. એ નારાચ છંદ બોલતાં સૂધી આ રમત ચલાવવી. છોકરાઓના દડા પાછા ઉછળતી વખત પૂરતા જોરથી ઉછાળો ન ખાય, અગર આઘા જતા રહે, તો આ રમતમાં મઝા આવતી નથી; તેથી તેમ ન થાય, અને છોકરાઓ પોતાની જગા ઉપરથી ખસી ન જાય, તેની પુરતી કાળજી રાખવી. આ રમતમાં ડાબો હાથ કમ્મર ઉપર મૂકવો જોઈએ, અને જમણો ભુજ પાસાને અડકવો જોઇએ.

**૨૦. રમત સોળમી**—ઉપરની રમત પ્રમાણે આઠે છોકરાઓને ઉભા રાખી જમણુ ભૂજ પાસાને અડકાડાવવા, ને બાકીનો હાથ આગલી બાજુએ કાટખૂણે રખાવી હથેળીઓ છતી રખાવવી, ને તેમાં દડા અપાવવા. પછી ડાબા હાથ માથા સૂધી ઉંચા કરાવી હથેળીઓ ઉંધી રખાવવી.

પછી નારાચ છંદ બોલાવી તેના પહેલા તાલ વખત જમણા હાથથી નાખેલો દડો ડાબા હાથમાં ઝલાવવો, ને બીજા તાલ વખત ડાબા હાથમાં ઝલાએલો દડો છૂટો પડાવી જમણા હાથમાં ઝલાવવો. આ વખત બન્ને હાથ પોતાની જગા ઉપરથી ખસવા નહિ જોઈએ. આ પ્રમાણે બે નારાચ છંદ બોલતાં સૂધી ડાબા જમણા હાથમાં દડા ઝલાવવા.

૨૧. **રમત સત્તરમી**—સોળમી રમત પ્રમાણે હાથ રખાવી જમણા તથા ડાબા બન્ને હાથમાં દડા અપાવવા. એટલે દરેક છોકરા પાસે બબે દડા થશે. પછી નારાચ છંદના તાલ પ્રમાણે જમણા હાથના દડા ડાબા હાથમાં અને ડાબા હાથના દડા જમણા હાથમાં ઝીલાવવા. આ વખત હાથ જરા પણ ખસવા ન જોઈએ. સોળમી રમત બરાબર આવડ્યા પછી આ રમતને વાર લાગશે નહિ.

૨૨. **રમત અરાઢમી**—આઠે છોકરાઓને જમણા હાથમાં બબે દડા આપીને હથેલીઓ છતી રખાવી ઉભા કરવા, અને ડાબા હાથ કમ્મર ઉપર રખાવવા. પછી તોટક છંદ બોલાવવો. તોટકના પહેલા તાલ વખત એક દડો ઉંચો ઉછળાવવો, ને બીજા તાલ વખત બીજો દડો ઉંચો નખાવવો, તથા પહેલો દડો નીચો આવતો હોય તે ઝીલી લેવરાવવો. પછી બીજો દડો નીચે આવતાં પહેલાં ત્રીજા તાલ વખત પહેલો દડો ઉંચો નખાવવો. આ રમતમાં ભૂલ થવાનો એવો સંભવ છે કે હાથમાંનો દડો ઉંચે નાખવામાં ઉતાવળ કરવામાં આવે છે; માટે ઉપર ગએલો દડો છેક હાથ પાસે

આવે, ત્યારેજ હાથમાંનો દડો ઉંચો નાખવો. આ વખત હાથ પાસાથી ઝાઝો આઘો ન જવો જોઈએ. જો કદી દડો હાથમાંથી પડી જાય, તો છોકરાએ તે દડો લેવા નીચું નમવું નહિ, પણ બીજા છોકરાઓ તે ઉપાડી તેના હાથમાં આપે, એમ તજવીજ કરવી જોઈએ.

૨૩. **રમત ઓગણીસમી**—અરાઢમી રમત પ્રમાણે ડાબા હાથમાં બબે દડા આપી ઉછળાવવા. કેટલાકને ડાબા હાથનો મહાવરો નહિ હોવાથી આ રમત કઠણ પડશે. પણ મહાવરાથી સારી આવડશે.

૨૪. **રમત વીસમી**--આઠે છોકરાઓના દરેક હાથમાં એક એક દડો આપીને તેમને ઉભા કરવા. બન્ને હાથ બન્ને પાસાઓ તરફ એવા પહોળા કરાવવા કે કોણીઓ આગળ કાટખૂણો થાય, ને ભૂજ પાસાંને અડકેલા રહે. પહેલાં જમણા હાથના દડા માથા ઉપર અર્ધ વર્તુળ કરી ડાબાં હાથમાં પડે,ને તે દરમ્યાન ડાબા હાથના દડાં તેવીજ રીતે માથા ઉપરથી અર્ધ વર્તુળ કરી જમણા હાથમાં પડે એમ ઉછળાવવા. આ રમતમાં દડા એક બીજા સાથે અથડાવાનો સંભવ છે, તેથી ડાબા હાથથી ઉછાળેલા દડા કરતાં જમણા હાથથી ઉછાળેલા દડા ઉંચા જવા જોઈએ. દડા અથડાવાથી અગર બીજી રીતે નીચે પડવાથી તે લેવા રમનાર છોકરાએ નીચે નમવું નહિ, પણ પાસે ઉભા રાખેલા બીજા છોકરાઓ પાસેથી તેમને અપાવવા. આ રમતમાં ચોપાઈ વધારે માફક આવશે, તેથી તેના તાલ ઉપર દડા ઉછળાવવા.

**૨૫. રમત એકવીસમી**—ઉપર કહ્યા પ્રમાણે આઠે છોકરાઓને જમણા હાથમાં દડા આપી ઉભા રાખવા. પછી જમણો હાથ એકદમ બગલમાં નાખીં દડો ખભા ઉપર થઇને આગલી બાજુએ આવે, એવી રીતે નખાવવો, ને તે જમણે હાથેજ આગલી બાજુએ ઝીલાવી લેવરાવવો આ રમતમાં ચોપાઇનોજ ઉપયોગ કરવો. પહેલા તાલ વખતે દડો બગલમાંથી ખભા ઉપર જાય તેમ નખાવવો, તથા બીજા તાલ વખત તે આગલી બાજુએ ઝીલી લેવડાવવો. આ પ્રમાણે બે ચોપાઇઓ બોલતાં સૂધી કરાવવું.

**૨૬. રમત બાવીસમી**—ઉપરની રમત પ્રમાણે ફક્ત ડાબા હાથમાં દડો આપીને તે હાથે ડાબી બગલ નીચે થઈ તેજ ખભા ઉપર જઈ આગળ પડે, એવી રીતે નખાવવો, ને ડાબેજ હાથે આગળ ઝીલી લેવડાવવો. આ વખત તાલ માટે ઉપર કહ્યા પ્રમાણે કરવું.

**૨૭. રમત તેવીસમી**—આઠે છોકરાઓને ઉપર કહ્યા પ્રમાણે જમણા હાથમાં દડા આપી ઉભા કરવા. ચોપાઈના પહેલા તાલ વખત જમણા હાથનો દડો જમણી બગલ નીચે થઇને ડાબા ખભા ઉપર થઇને આવે, એવી રીતે નખાવવો, ને બીજા તાલ વખત તે ડાબે હાથે ઝીલાવવો. એ રીતે બે ચોપાઇઓ બોલતાં સૂધી કરાવવું.

**૨૮. રમત ચોવીસમી**—આઠે છોકરાઓને ઉપર કહ્યા પ્રમાણે ઉભા રાખી તેમના ડાબા હાથમાં દડા આપવા. પછી ચોપાઈના પહેલા તાલ વખત તે દડા ડાબી બગલ નીચે

થઈ, જમણા ખભા ઉપર થઈ આગળ પડે એવી રીતે ઉછળાવવા, અને બીજા તાલ વખત તે જમણે હાથે ઝીલાવવા. આ પ્રમાણે બે ચોપાઇઓ બોલતાં સૂધી કરાવવું.

૨૯. **રમત પચીસમી**--અહિ છોકરાઓના હાથમાં દડા આપવા પછી એક ઓળમાં ચાર છોકરાઓ બબે હાથને અંતરે ઉભા રાખવા, ને તેમની સામે મોઢાં કરાવીને બીજા ચાર છોકરાઓને તેમનાથી બબે હાથને અંતરે ઉભા રાખવા. પછી ચોપાઈના પહેલા તાલ વખત બન્ને ઓળવાળા પાસેથી દડા ઉછળાવવા, અને બીજા તાલ વખત સામ સામા દડા ઝીલાવી લેવડાવવા. વળી ત્રીજા તાલ વખત પાછા ઉછળાવવા ને ચોથા તાલ વખત સામસામેના દડા ઝીલાવી લેવડાવવા. દડા સામસામે અથડાય નહિ, તે સારૂ એક બાજુવાળા પાસેથી બીજી બાજુવાળા કરતાં વધારે ઉંચા ઉછળાવવા. આ પ્રમાણે બે ચોપાઇઓ બોલતાં સૂધી કરાવવું.

૩૦. **રમત છવીસમી**—ઉપર પ્રમાણે સામસામી બે ઓળમાં છોકરાઓને ઉભા રાખવા. બધાઓના હાથમાં દડા અપાવવા. પછી ચોથી રમત પ્રમાણે તેમની પાસેથી ચોપાઈના પહેલા તાલ ઉપર જમીન ઉપર દડા પછડાવવા, પણ તે ઉછળી ઉપર આવે, તે વખત જેના તેના હાથમાં ન લેવડાવતાં બીજા તાલ વખત સામા છોકરાના હાથમાં ઝીલાવવા. આ પ્રમાણે તાલ બંધ સામ સામેના છોકરા-

ઓના દડા ઝીલાવવા. એમ બે ચોપાઈઓ બોલતાં સૂધી કરાવવું.

**૩૧. રમત સત્તાવીસમી**—એક આગળ અને બીજો પાછળ, એ રીતે ચાર ચાર છોકરાઓની બે ઓળો કરાવવી. આગળના છોકરાઓના હાથમાં દડા આપવા, ને દરેક વચ્ચે બબે હાથનું અંતર રાખવું. પછી ચોપાઈના પહેલા તાલ ઉપર આગલા છોકરાઓ પાસે પોતાના ખભા ઉપરથી પાછલી બાજુએ દડા નખાવવા, ને બીજા તાલ વખત પાછલી ઓળના છોકરાઓ પાસે તે ઝીલી લેવડાવવા. વળી ત્રીજા તાલ વખત પાછલા છોકરાઓ પાસેથી આગલા છોકરાઓના ખભા ઉપરથી તેમની આગલી બાજુએ આવે એ રીતે દડા નખાવવા, ને ચોથા તાલ વખત આગળના છોકરાઓ પાસે તે ઝીલી લેવડાવવા. વળી પાંચમા તાલ વખત આગળના છોકરાઓ પાસે ફરીથી પોતાના ખભા ઉપર થઈને જાય એવી રીતે દડા પાછળ નખાવવા, ને છઠ્ઠા તાલ વખત પાછલાઓ પાસે તે ઝીલી લેવડાવવા. વળી સાતમા તાલ વખત પાછલા છોકરાઓ પાસે તે પાછા આગળના છોકરાઓના ખભા ઉપર થઈને આગળ જાય એવી રીતે નખાવવા, ને આઠમા તાલ વખત તે દડા આગલા છોકરાઓ પાસે ઝીલી લેવડાવવા. એ પ્રમાણે બે ચોપાઈઓ પૂરી કરાવવી. વળી બધા છોકરાઓને અવળા ફેરવીને આ પ્રમાણે કરાવ્યું હોય, તો તેમને એક સરખો મહાવરો થશે.

———•⟡•———